શ્રી

# નીતિશતક

(મહાત્મા શ્રી ભર્તૃહરિ યોગીન્દ્રના નીતિશતકનો
સમશ્લોકી અનુવાદ)

ગુજરાતીમાં

કરનાર

પ્રશ્નોરાંનાગર

**નવરત્નશ્રીગિરિધરશર્માજી**

કાવ્યાલઙ્કાર,

શ્રીયુત મણિલાલ ઈચ્છારામ દેશાઈ દ્વારા
"ગુજરાતી ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ"માં
મુદ્રિત

પહેલીવાર } સંવત્ ૧૯૮૪ { કિમ્મત ૧)

પ્રકાશક:
ચિરંજીવ ઇશ્વરલાલ શર્મા,
નવરત્ન-સરસ્વતી-ભવન,
ઝાલરાપાટણ,
રાજપૂતાના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ
૧૪૩૩૨

પુનર્મુદ્રણના સર્વાધિકાર કર્તાએ સ્વાધીન રાખ્યા છે.

મુદ્રક
શ્રીયુત મણિલાલ ઇચ્છારામ દેસાઈ,
"ગુજરાતી ન્યૂસ પ્રિન્ટીંગ પ્રેસ",
કાળાઘોડા, બેક-હાઉસ લેન,
કોટ, મુંબાઈ.

हरिः ॐ तत्सत्

—:०:—

# अर्पण

કોને ?

કોઇને પણ નહિ,

રસપૂત

આત્માને સિવાય

કોઇને પણ નહિં;

પરમ-પાવન પ્રેમભાવનાથી

મધુર, મધુરતર નીતિમય

જીવન ગાળનાર

સ્વજનની

## આત્માને સિવાય

બીજા

કોઇને પણ નહિં.

ગિરિધર

# બે વચન

---

મારી ઝાલાવાડના નેક નામદાર **પ્રજાસર્વસ્વ પ્રજાવત્સલ મહારાજાધિરાજ મહા રાજરાણાશ્રી ભવાનીસિંહજી દેવ-** બહાદુર કે.સી.એસ.આઇ.,એમ.આર.એ.એસ;એમ.આર.એસ.એ. મહોદયે મારે કને રાજર્ષિ યોગીન્દ્ર મહાત્મા શ્રી ભર્તૃહરિના સંસ્કૃત નીતિશતકનો અભ્યાસ આદર્યો ત્યારથી જ મારા મનમાં એનું ભાષાન્તર કરવાની ભાવના રમી રહી હતી. એ ભાવનાને મારી ધર્મપત્ની શ્રીમતી રત્નજયોત્સનાએ પોતાના અભ્યાસ સમયે સમ્પૂર્ણ રસાગ્રહવડે ઊત્તેજન આપ્યું. અને એ ભાવના તેમજ એ ઉત્તેજનનું યથાશક્તિ, યથામતિ આવેલું પરિણામ તે આ ભાષાન્તર. હસ્તલિખિત પ્રત જોઇ લેવાની અને પ્રૂફ તપાસવાની જે ભાઈ બ્હેનોએ તસ્દી લીધી, તેમનો આભાર નામનિર્દેશ કર્યા વગર જ માની લેવો પડે છે. પદ્યરચનામાં ગુરૂને લઘુ અને લઘુને ગુરૂ માન-વાની છૂટ (છન્દોનુરોધથી) યથેચ્છ લીધી છે. મ્હોટા મ્હોટા સાક્ષરો ˘ – આવાં ચિહ્ન લખીને ચલાવી લે છે. મેં પણ હાલમાં તો એ માર્ગ (ન છુટકે) સ્વીકાર્યો છે. બે લઘુનો એક ગુરૂ માનતી વખતે એક મર્યાદા પાળી છે. **कर** જેવા અકારાન્ત વ્યંજનની જગે જ એક ગુરૂ માન્યો છે, અને તેની નિશાની બન્ને લઘુ વર્ણો-પર ⌣ આવી જાતની કલ્પી છે. આશા છે કે ગુજરાતી સાક્ષરોને એ રીતિ ગમશે. અન્તમાં પ્રભુથી પ્રાર્થના છે કે, આ ગુજરાતી **નીતિ-શતક** ગુજરાતી જાણનાર નરનારિયોને સન્માર્ગમાં પ્રેરક નીવડો.

ઝાલરાપાટણ, રાજપૂતાના.
કા. શુ. ૧૫ સં. ૧૯૮૪

**ગિરિધર શર્મા.**

श्रीः

# भर्तृहरि-नीतिशतक

પ્રશ્નોરા નાગર

## પંડિત શ્રીગિરિધર શર્માજી નવરત્નકૃત

**અનુષ્ટુભ્વૃત્ત**

દિક્કાલાદ્યે ન છેદ્યું જે જે ચિન્મૂર્તિ અનન્ત છે
માન જેનું સ્વાનુભૂતિ નમસ્ તે શાન્ત તેજને (૧)

**વસન્તતિલકાવૃત્ત**

જેને હું ધ્યાઉં મુજમાં નથી રાચતી, તે–
વાંછે અરે અપરને, પર અન્યને તે,
ને કો'ક અન્ય મુજથી પરિતોષ પામે;
ધિક્કાર એ સકલને સ્મરને મનેયે (૨)

**આર્યા**

અજ્ઞ સુખે સમજી શકે
અને વિશેષજ્ઞ બહુ સુખે સમજે
સમજાવી ન શકે કંઈ
બ્રહ્માયે દોઢ ડાહ્યાને (૩)

પૃથ્વીવૃત્ત

મણિ બલથી કાઢિયે મગરદાઢની માંહિથી,
ભલે તરીયેં ભંગથી ભ્રમિત સિંધુયે બાહુથી,
અને કુપિત સર્પયે કુસુમ શો શિરે ધારિયે,
કદી'ય મન મૂર્ખનું હઠભર્યું ન આરાધિયે. (૪)

પૃથ્વીવૃત્ત

કદાચ બહુ યત્નથી લઈ શકે રજે સ્નેહયે,
તૃષાતુર બન્યો પીયે પુરુષ ઝાંઝવામાં જળ,
કદાચ સ્વકરે કરે શશવિષાણયે ધૂમતાં,
ક'દી ન મન મૂર્ખનું પણ હઠીલું સાધી શકે. (૫)

શાર્દૂલવિક્રીડિતવૃત્ત

ચેષ્ટે બાલ-મૃણાલ-તન્તુથકી તે માતંગને બાંધવા,
ઊભે વજ્રમણિ શિરીષફુલની પત્તીથકી વિંધવા,
તે, મીઠો મધબુંદથી જ કરવા ખારા નિધિને મથે,
મીઠી વાણી વડે સુમાર્ગપર જે ઇચ્છે ખલોને મુકયું.

ઉપજાતિવૃત્ત

રચ્યો વિધિએ ગુણ એક માત્ર—
સ્વવશ્યતા, ઢાંકણ અજ્ઞતાનું,
ઘણું કરીને બુધ મંડળીમાં—
છે મૌન શૃંગાર અપણ્ડિતોનો. (૭)

**શિખરિણીવૃત્ત**

હતો કિંચિદ્જ્ઞાની મદ થકી ભર્યો અંધજ હતો
કરી શો, ને, માન્યું હૃદયમહિં: "સર્વજ્ઞ હું જ છું."
અરે! જ્યારે શીખ્યું બુધજન કને મેં' કંઇ કંઇ,
પિછાન્યું મૂર્ખો છું જ્વરસમ મદે' મુજ ગળી ગયો. (૮)

**હરિણીવૃત્ત**

રસ લઇ લઇ શ્વાનો ચાટે ઘૃણાસ્પદ ગંદતા—
કૃમિ કુલભર્યાં લાળે ભીના સુકા નર હાડને,
નહિં કંઇ કને ઊભેલાય સુરેશ્વરને ગણે:
મન નહિં ગણે તુચ્છ પ્રાણી પરિગ્રહ-તુચ્છતા. (૯)

**શિખરિણીવૃત્ત**

પડી શંભુ માથે સ્વરગ થકી, ત્યાંથી ગિરિ શિરે,
અને ત્યાંથી ભોમાં, જલધિમહિં ત્યાંથી જઇ પડી,
સરી નીચે નીચે પદવી લઘુ પામી સુરસરી;
વિવેક ભ્રષ્ટોનું પતન શતધા થાયજ અરે! (૧૦)

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

વન્હિ વારિશકાય વારિથી, અને, સૂર્યાતપ છત્રથી,
હાથી અંકુશથી પ્રમત્ત, પશુઓ-ગોગર્દભો દંડથી;
વ્યાધિ ભેષજથી, વિષ પ્રબલયે મંત્રોપ્રયોગો થકી;
શાસ્ત્રે ઔષધ સર્વનું પણ નથી કૈંયે કહીં મૂર્ખનું. ૧૧

**ઉપજાતિવૃત્ત**

સાહિત્ય-સંગીત-કલા-વિહોણા
પશુ જ છે પુચ્છ-વિષાણ-હીણા,
જો જીવતાયે નથીં ઘાસ ખાતા:
છે ભાગ્ય મ્હોટું પશુઓ તણું તે. ૧૨

**ઉપજાતિવૃત્ત**

દાને નથી, ધર્મ નથી, નથી રે-
વિદ્યા, તપસ્યા, ગુણ, શીલ, જ્ઞાન;
ભૂલોકના ભાર બન્યા ફરે છે
મનુષ્યરૂપી મૃગ તે મહીમાં (૧૩)

**અનુષ્ટુભવૃત્ત**

સારૂં વનચરો સાથે ફરવું ગિરિદુર્ગમાં
ઇન્દ્રનેયે મહાવાસે નહિં સંગતિ મૂર્ખની (૧૪)

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

જેઓની રમણીક શાસ્ત્ર થકી છે વાણી, અને શીખવે
શિષ્યોને રસશાસ્ત્ર જે, સુકવિ તે પીડાય જ્યાં દૈન્યથી
છે ત્યાંના નૃપનીજ તે મુરખતા વિજ્ઞો જગન્માન્ય છે
જેણે કિમત રત્નની નહિં કરી ખોટા ઝવેરી જ તે (૧૫)

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

જોઇ જે ન શકાય ચોર થકી જે કલ્યાણ પોષે સદા
આપ્યું યાચક લોકને ન ઘટતાં પામે મહાવૃદ્ધિ જે,

કલ્પાન્તે પણ નાશ થાય નહિ જે તે જ્ઞાન અન્તર્ધન
જેનું, તેથી કરો ન માન મહિપો સ્પર્ધા કરે તેની કો (૧૬)

**માલિનીવૃત્ત**

નૃપગણ પરમાર્થી પ્રાજ્ઞને માપમાનો
તૃણ સમ લઘુ લક્ષ્મી રોકી રાખે ન તેને
અભિનવ મદ ઝરતા મત્ત દન્તી ગણોને
કદી ન કમળતન્તુ બાંધવાને સમર્થ (૧૭)

**વસન્તતિલકાવૃત્ત**

હંસો તણું હરી શકે વિધિ કોપીને યે
અંભોજિની-વન-નિવાસ-વિલાસ માત્ર
રે તે સમર્થ નથી જે જળ-દુગ્ધભેદ—
કરેવાની એની ચતુરાઇની કીર્તિ લોપે ૧૮

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

કેયૂરો નરને ન ભૂષિત કરે હારે નહિં ઊજળા
ન્હાવું, ચંદનલેપ, ફૂલ, રચના કેશોતણીયે નહિં
વાણી એક કરે અલંકૃત સદા સંસ્કાર પામી વડા
બીજાં ભૂષણ છે ચળો અચળ તો वाग्भूषणं भूषणम्

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

વિદ્યા માનવનું સુરૂપ ધન છે પ્રચ્છન્ન ને ગુપ્તયે
વિદ્યા ભોગ કરે કરે જશ સુખે વિદ્યા ગુરૂની ગુરૂ

વિદ્યા બાંધવ છે વિદેશમહિમાં વિદ્યા પરા દેવતા
વિદ્યા પૂજ્ય છે રાજ્યમાં ધન નહિં વિદ્યા વિહોણા પશુ

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

જો છે ક્ષાન્તિ ગિરાથી શું, અરિથી શું જો ક્રોધ છે દેહિને
જો છે જ્ઞાતિ શું અગ્નિથી, સુહૃદ જો દિવ્યૌષધિથીય શું
જો છે દુર્જન સર્પથી શું, ધનથી શું જો સુવિદ્યા કને
આભૂરણોથી શું લાજ જો, સુકવિતા જો છે શું તો રાજ્યથી

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

દાક્ષિણ્ય સ્વજને દયા પરજને ને શાઠ્ય દુષ્ટો વિષે
પ્રીતિ સાધુમહિં નૃપે નય અને સારલ્યા વિજ્ઞે વિષે
શત્રુમાં શુરતા ક્ષમા ગુરૂ વિષે ને ધૃષ્ટતા નારિમાં
એવી એવી કલા વિષે કુશલ જે તેને વશે લોક આ

**વસન્તતિલકાવૃત્ત**

ધીજાડ્યને હરી ગિરામહિં સત્ય સિંચે,
આપે મહત્ત્વ–બહુમાન, હરે આધિને,
ચિત્તે ભરે પ્રમુદ ચોગમ કીર્તિ છાવે,
શું શું નથી કરતી સંગતિ સજ્જનોની. ૨૩.

**અનુષ્ટુભવૃત્ત**

જયી હો તે સુકૃતિઓ રસસિદ્ધ કવીશ્વરો
જરા મરણની ભીતિ ન જેના જશ દેહમાં ૨૪.

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

બેટા શ્રેષ્ઠચરિત્ર, કામિની સતી, સ્વામી પ્રસાદે ભર્યો,
મિત્રો સ્નિગ્ધ, અવંચક સ્વમનુજો, ન ક્લેશ ચિત્તે કંઈ,
સારી આકૃતિ, વૈભવ સ્થિર અને વિદ્યાથકી શોભતું.
મ્હોડું, માનવને મળે હરિ કરે જો ઇષ્ટ દાતા કૃપા ૨૫.

**શાર્દૂલવિક્રીડિત્ત**

હિંસાથી વિનિવૃત્તિ, વિત્ત પરનું લેવાથકી સંયમ,
સાચા બોલ, પ્રદાન શક્તિથી પરસ્ત્રીવાતમાં મૂકતા,
તૃષ્ણાભંગ, વિનમ્રતા ગુરુ વિષે, ને, સર્વભૂતે દયા,
છે સાધારણ શાસ્ત્રસમ્મત મહા કલ્યાણના માર્ગ એ. ૨૬.

**વસન્તતિલકાવૃત્ત**

આરંભ વિઘ્નભયથી જ કરે ન નીચો
આરંભી વિઘ્ન પડતાં વચલા તજે છે
વિઘ્નો નડે શત સહસ્ર સહસ્ર તોયે
આરંભી ઉત્તમ જનો નહિં કામ છોડે ૨૭

**શિખરિણીવૃત્ત**

ન લેવું દુષ્ટોનું કૃશધન સખાથીય નહિં લે
ગમે વૃત્તિ રૂડી મલિન મરણેયે નહિ કરે
વિપત્તિઓ વેઠે મહદનુસરે સત્પુરુષને
બતાવ્યું કોણે એ વિષમ અસિધારાવ્રત અરે! ૨૮

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

ભૂખે નિર્બલ ને જરાકૃશ બને વેઠે મહાકષ્ટ યે
શક્તિહીન થઇ સ્વકાન્તિય ખુવે પ્રાણે ભલે જાયને !
તોયે-મત્ત-કરીન્દ્ર મસ્તક તણાં ચાહે કર્યું કોળિયા
શું ખાશે તૃણ જીર્ણ માનિગણનોતે અગ્રણી કેસરી ! ૨૯

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

મેલું સ્નાયુવસાવશેષ વૃષનું નિર્માંસ જે હાડકું
તે પામી મનતોષ શ્વાન જ ભજે ટાળે ન જે ભૂખને
અંક સ્વાગત શાળયે તજી હને નાગેન્દ્રને કેસરી
વાંછે સર્વ સ્વરૂપ મુજબ ફળો કષ્ટે પડ્યાયે જનો ૩૦

**વસન્તતિલકાવૃત્ત**

લાંગૂલ ચાલન કરે, ચરણે પડે, ને,
ભોમાં પડી વદન ઊદર દાખવે છે
શ્વાનો સ્વપિંડદ પ્રતિઃ પણ હસ્તિશ્રેષ્ઠ
ધીરે લખે સ્તુતિ શતો સુણતાં જમે છે ૩૧

**અનુષ્ટુભ્‌વૃત્ત**

પરિવર્તનશાલી આ જગે જન્મે મરે ન કો ?
તે જન્મ્યો જન્મથી જેને પામે વંશ મહોન્નતિ ૩૨

**અનુષ્ટુભ્‌વૃત્ત**

મનસ્વી લોકની વૃત્તિ પુષ્પગુચ્છસમી જ બે
નિવસે સર્વલોકોને માથે, કે વનમાં વસે ૩૩

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

બીજાયે ગુરૂ આદિ છે ગ્રહ ગણો મ્હોટા વડા પાંચ છ
મ્હોટું વિક્રમ વાંછી રાહુ ન કરે તેઓવડે વૈરિતા
ભાસ્વન્તા રવિ-ચંદ્રને—દિવસના ને રાત્રિના કાન્તને
ભાઇ પર્વ વિષે ગ્રસે દનુજનો મુંડાકૃતિ નાથ જો. ૩૪

**હરિણીવૃત્ત**

અખિલ જગને માથે ધારે ફણી, ફણિને મહા—
કમઠ નિજની પીઠે, તેને સમુદ્ર સહેજમાં
નિજ ઉદરમાં રાખે પામે ન કૈં તકલીફ્યેઃ
અચરજ કરે મોટેરાની ચરિત્ર વિભૂતિઓ ૩૫

**શિખરિણીવૃત્ત**

પડે અગ્નિ જેમાં સુરપતિતણાં તે કુલિશના
પ્રહારોથી પક્ષો કટી કટી પડ્યાં બુરૂં ન થતું
હિમાદ્રિનો બેટો જલધિજલમાં છુપ્યો તજી જે
જનેતાને, દુઃખે; નથી, નથી, નથી રે! ઉચિત એ. ૩૬

**આર્યા**

રવિમણિ જ્હેડે ઉઠે બળી લાગ્યે સવિતા તણાય પદ અંગે
પરકૃત વિકૃતિ સહશે તેજસ્વી નર પછી કેમ? ૩૭

**ગીતિ**

સિંહતણું બચ્ચુંયે ઉછળી બેસે પ્રમત્ત કરી-માથે
બળીયાની એ પ્રકૃતિ નથી જવાની જ તેજનો હેતુ ૩૮

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

જાતિ જાય રસાતલે ગુણગણો તેનીય નીચે સરે
શીલે શૈલ થકી પડે અભિજનો વન્હિ થકી સૌ બળે
માથે વજ્ર પડે શુરાતન તણે તેની ન પર્વા કંઈ
હોજો એકજ અર્થ જે વગર સૌ એ તૃણશા છે ગુણો. ૩૯

**વસન્તતિલકાવૃત્ત**

છે તેજ ઇંદ્રિય બધી સઉ તેજ કર્મો
ને, બુદ્ધિ તેજ અતિ તીવ્ર ગિરાય તેજ
છે તેજ માનવ, રહે નહિં અર્થ ઉષ્મા
તો તેજ એક ક્ષણમાં બદલાઇ જાય. ૪૦

**ઉપજાતિવૃત્ત**

જે દ્રવ્યવાળો નર તે કુલીન
છે તે સુધી પંડિત શાસ્ત્રવેત્તા
ગુણજ્ઞ વક્તા બહુ રૂપવાળો
બધા ગુણો કાંચનમાં વસે છે ૪૧

**સાર્દૂલવિક્રીડિતવૃત્ત**

ખોટા મંત્ર વડે નૃપાલ બગડે, દુઃસંગથી રે જતી,
પુત્રો લાડ થકી, દ્વિજો વણભણ્યે, દુઃસૂનુઓથી કુલો,
દુષ્ટોપાસનથી સુશીલ, મધુથી લજ્જા, સંભાળ્યા વિના
ખેતી, સ્નેહ પ્રવાસથી, અનયથી ઋદ્ધિ, પ્રમાદે ધન. ૪૨

**આર્યા**

વિત્તકેરી ગતિઓ તો દાન ભોગને વિનાશ એ ત્રણ છે
આપે જે ન, ન ભોગે, તેની થવાની ગતિ ત્રીજી ૪૩

**શિખરિણીવૃત્ત**

ચઢાવેલી શાણે મણિ, રણધવાયો ભટ જયી,
મદક્ષીણો દન્તી, શરદસરિતા સંકુચિત થૈ,
કળાશેષી ચંદા, રસ દઈ દઇ નાજકડિઓ,
કૃશેયે શોભે છે ત્યજી જગહિતે વૈભવ જનો. ૪૪

**શિખરિણીવૃત્ત**

દરિદ્રાવસ્થામાં મુઠીભર જવોને જે તરસે
ગણે તે પૃથ્વીને તૃણસદૃશ સમ્પન્ન થઇને
અનેકાન્તે સાચું ગુરૂલઘુપણું અર્થમહિં લૈ
અવસ્થા સંકોચે અગર વિકસાવે ચીજ બધી ૪૫

**વસન્તતિલકાવૃત્ત**

ચાહે નૃપાલ યદિ તું મહિધેનુ દો'વું
તો પાળ્ય વત્સસમ આ જનવૃન્દને તું
એનું કર્યે અનિશ પોષણ સારી રીતે
ફળો સહસ્ર ફળશે મહિકલ્પવલ્લી. ૪૬

**વસન્તતિલકાવૃત્ત**

સાચી જુઠી કઠણ ને મીઠું બોલનારી
ઘાતી દયાળુ બહુ સ્વાર્થભરી પ્રદાની

ખર્ચાળ ને નિત ઘણું ધન ખેંચનારી
વારાઙ્ગના શી બહુરૂપિણી રાજનીતિ ૪૭

**શાલિનીવૃત્ત**

આજ્ઞા કીર્તિ પાળવું બ્રાહ્મણોનું
ને મિત્રોનું રક્ષવું દાન ભોગ
જેઓમાં એ ન પ્રવર્ત્યા ગુણો છે
તેઓને શો લાભ ભૂપાલ સેવ્યે ૪૮

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

જે ભાલે વિધિયે લખ્યું મનુજને થોડું ઘણું વા ધન
તે પામે મરુભૂમિમાંય અધિકું તેથી ન મેરૂ મહિં
માટે ધીરજ રહે' ધનીજન કને મા દીનતા દાખ્ય તું
જો કૂપે અથવા પયોનિધિવિષે લે તુલ્ય પાણી ઘડો ૪૯

**અનુષ્ટુભ્વૃત્ત**

આધાર તું પપૈયાનો ઇન્દ્ર જાણે ન કોણ એ
અમારા કાલૉવાલાની પ્રતીક્ષા પછી શું કરે? ૫૦

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

મારૂં સાંભળ્ય સાવધાન મનથી ભાઇ બપૈયા જરી
છે આભે બહુ વાદળાં પણ નથી સર્વે કંઈ એક શાં
કોઈ વૃષ્ટિથી ભૂમિને તર કરે ને કોઈ ગર્જે વૃથા
જે જે દૃષ્ટિ પડે ઉંચું મુખ કરી તેને જ તું યાચ મા ૫૧

**દ્રુતવિલંબિતવૃત્ત**

અહૃદયતા વણ કારણ વૈરિતા
પરધને પર નારિ વિષે સ્પૃહા
સ્વજન બાંધવમાં અસહિષ્ણુતા
પ્રકૃતિ સિદ્ધ જ એ કુજનો તણું ૫૨

**અનુષ્ટુભ્‌વૃત્ત**

વિદ્યાલંકૃતયે નક્કી ત્યાજ્ય દુર્જન છે સદા
મણિથી શોભતો યે શું ભયંકર નથી ફણી ૫૩

**સાર્દૂલવિક્રીડિતવૃત્ત**

લજ્જાળુ મહિં માંધ, સુવ્રતવિષે દંભિત્વ, ને, ધૂર્તતા
શુદ્ધાત્મામહિં, શૂરમાં અકરૂણા, સીધામાહિં મૂર્ખતા.
તેજસ્વીમહિં દર્પ, મીઠું વદનારામાં નમાલાપણું
તે છે કયો ગુણિયો તણો ગુણ મુકે જેમાં ન દોષો ખલો ૫૪

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

જો છે લોભ વિશેષ શું અગુણથી, પૈશુન્ય તો પાપથી,
સાચુ તો તપથી, પવિત્ર મન જો તો સર્વ તીર્થો થકી,
જો સૌજન્ય સ્વલોકથી, સુમહિમા તો ભૂષણોથી, અને,
સદ્વિદ્યા યદિ દ્રવ્યથી, કુજશ તો શું મૃત્યુથી છે અરે! ૫૫

**પૃથ્વીવૃત્ત**

દિને શશિ ફિક્કો બને તરૂણિમા ગળે સ્ત્રી તણો
સરે કમળ ના રહે સ્વરૂપને ન વર્ણો મુખે

ધને પ્રભુ રમી રહે સુજન નિત્ય દુઃખો અને
ફરે ખલ નૃપાઙ્ગણે મુજ મને ખુંચે શલ્ય એ ૫૬.

**અનુષ્ટુભ્‌વૃત્ત**

પ્રચંડકાપ ભૂપોનો પોતાનો કોઇયે નથી
હોતાનેયે આગ્નિ બાળે અડયે આહૂતિ આપતાં ૫૭

**મન્દાક્રાન્તાવૃત્ત**

મૌને મુંગો, પ્રવચન-પટુ વાતરોગી—લવારી,
પાસે રૈતો અવિનયી, અને દૂર રૈતો નકામો,
ધારે ભીરૂ યદિ ખમી રહે, જો ખમે ના ભલો ના;
સેવાધર્મો અતિગહન છે યોગિઓયે ન પામે ૫૮.

**વસન્તતિલકાવૃત્ત**

જેણે પ્રકાશિત કર્યાં સઘળા ખલોને
જે છે વિશ્રૃંખલ મહાન કુકર્મરાગ્યો
જે દ્વેષિ છે ગુણ તણો ધન પામી દૈવે;
તે નીચને વશ પડી સુખ પામ્યું કોણ. ૫૯

**વસન્તતિલકાવૃત્ત**

પ્હેલાં વડી ક્રમ કરી પછી ક્ષીણ થાતી
પ્હેલાં લઘુ પછી ક્રમે વધતી જ જાય
પૂર્વાન્હ તેમ અપરાન્હવડે પ્રભેદી
છાયા સમી, કુજન-સજ્જનની છ મૈત્રી ૬૦.

ગીતિ

મૃગમીન અને સજ્જન તૃણજળ સંતોષથી જ વૃત્તિ કરે
લુબ્ધક ધીમર પિશુનો નિષ્કારણ વૈરિ એમના જગમાં ૬૧

શાર્દૂલવિક્રીડિતવૃત્ત

વાંછે સજ્જન સંગમો પરગુણે રાચે ગુરૂને નમે
વિદ્યાના વ્યસની સ્વનારિથી રમે લોકાપવાદે ડરે
ભક્તિ શ્રી શિવની કરે મન દમે સંસર્ગ મુક્ત ખુરો
જેમાં એ નિવસે સુનિર્મલ ગુણો તે માનવોને નમઃ

દ્રુતવિલંબિતવૃત્ત

વિપતમાં ધૃતિ ને ઉદયે ક્ષમા
સદસિ વાક્પટુતા શૂરતા રણે
જશ વિષે સુરૂચિ શ્રુતિમાં રતિ
પ્રકૃતિસિદ્ધ મહાપુરૂષોનું એ ૬૩

શિખરિણીવૃત્ત

બહુ છાનું આપે, અતિથિ જનના આદર કરે,
કરી વ્હાલું કહે'ના, ઉપકૃતિ કરી યે નહિં વદે,
ન લક્ષ્મીની ધારે મગરુબી, વખાણે પરકથા,
કહ્યું સન્તોને એ કઠણ અસિધારાવ્રત કુ'ણે. ૬૪

શિખરિણીવૃત્ત

કરે સારા ત્યાગો, ગુરુ ચરણમાં મસ્તક નમ્યું,
મુખે સાંચી વાણી,વિજયિભુજમાં વીર્ય અતુલ,

હૃદે સ્વચ્છા વૃત્તિ, શ્રુત વ્રતફળે શોભિત થયું,
વિના ઐશ્વર્યે એ મહતજનનાં મંડન રૂડાં. ૬૫

**અનુષ્ટુભવૃત્ત**

સંપદામાં મહચ્ચિત્તે થાય કોમળ કુંજ શાં
આપદામાં સખ્ત થાય ભારી શૈલશિલા સમાં ૬૬

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

તાતાલોહ વિષે પડ્યે પય નથી જાણી પડે નામયે,
મોતી શું રમણીક તેજ નલિનીપત્રે પડી થાય છે,
સ્વાતિમાં નિધિસીપમાંહિ પડીને મોતી બની જાય તે;
છે સાચુ કે ખરાબ, મધ્યમ, રૂડા આવે ગુણો સોબતે. ૬૭

**વસન્તતિલકાવૃત્ત**

જે તાતને ખુશ કરે સુચરિત્રથી તે
છે પુત્ર, જે હિતચહે પતિનું પ્રિયા તે,
તે મિત્ર જે સુખ-દુખે સમવૃત્તિ ધારે,
પામે ત્રણેય જગમાં જણ પુણ્યશાલી. ૬૮.

**શાલિનીવૃત્ત**

એકજ સારો, દેવ, શંભુ કે વિષ્ણુ,
મિત્રે સારો એક, રાજા જતી કે
રે'વું સારૂં પાટણે કે અરણ્યે,
વ્હાલી સારી સુન્દરી વા દરી વા. ૬૯

**સ્રગ્ધરાવૃત્ત**

ઉંચા નમ્રત્વથી, ને, પરગુણ કથીને વિશ્વવિખ્યાત થાતા
સાધે સ્વાર્થો અનેરા પરહિત કરતાં કાર્ય આરંભ ભારી
દેતા દોષો ક્ષમાથી કટુકટુ રટતા રૂખડા દુર્મુખોને
આશ્ચર્યાચાર્યસન્તો જગમહિં નથી રે માન્ય કે પૂજ્ય કોના? ૭૦

**ઉપજાતિવૃત્ત**

આવ્યે ફળો થાય વિનમ્ર વૃક્ષો
નવામ્બુથી ભોમ સુધી ઝુકે ઘનો
સમૃદ્ધિથી સજ્જન નમ્ર થાય
સ્વભાવ એ છે ઉપકારિયોનો ૭૧

**ઉપજાતિવૃત્ત**

કાનો શ્રુતે માત્ર ન કુંડલોથી,
હાથો પ્રદાને નહિં કંકણોથી,
ફોરે રૂડી ફોર દયાળુ-કાયા
પરોપકારે નહિ ચંદનોથી, ૭૨

**વસન્તતિલકાવૃત્ત**

વારે અઘો થકી અને અને હિતમાંહિ યોજે
છુપાવે ગુહ્ય સઘળા ગુણને પ્રકાશે
આપત્તિમાં નહિં તજે સમયે જ આપે
સન્મિત્રલક્ષણ કહે સઉ સંત એ છે ૭૩

**વસન્તિલકાવૃત્ત**

ભાનુ સરોજકુલને ખુદ ખીલવે છે
ને ચન્દ્ર કૈરવિણીને વિકસાવી મુકે
માંગ્યા વિનાજ ઘનયે જળદાન આપે
દે છે સ્વયં જનહિતે નિજયોગ સન્તો ૭૪

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

ત્યાગી સ્વાર્થ પરાર્થ જે કરી રહે તે સજ્જનો છે ખરા,
તે સામાન્ય, પરાર્થ ઉદ્યમ કરે સ્વાર્થાવિરોધી રહી,
ને, તે રાક્ષસ માણસો પરહિતો ધ્વંસે લઇ સ્વાર્થને
નાસે વ્યર્થ પરાર્થને નથી અમો જાણીએ તે કો'ણ છે

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

આપ્યા આત્મગુણો બધા સલિલને પ્હેલાં મળ્યે દૂધએ
દૂધે તાપ વિલોકીને અનલમાં હોમ્યો નિજાત્મા જલે
જોઇ આફત ઉફણી અગનમાં પડવું પયે આદર્યું
છે એ વ્યાજબી તે મળ્યે જળ શમે, એ મિત્રતા શ્રેષ્ઠની. ૭૬

**પૃથ્વીવૃત્ત**

અહિં હરિ અને અહિં હરિતણા અરિના કુલો
અહિં શરણ આવિયા ગિરિતણા ગણો રે બધા
અહિં છ વડવાનલો પ્રલયવન્હિની સાથ રે
અહો તન સમુદ્રનું વિતત ભારવાહી બળી ૭૭.

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

તૃષ્ણા છોડ્ય, ભજ ક્ષમા, ત્યજ્ય મદે, પાપે રતિ ધાર્યના
  સાચું બોલ્ય, સુલોકને અનુસરી વિદ્વજ્જનો સેવ્ય તું
સમ્માની જન માન્ય, દ્વેષિકુલનેયે તું મનાવીજ લ્યે,
  દીને દાખ્ય દયા, પ્રસાર્ય ગુણ, એ છે લક્ષણો શ્રેષ્ઠના

**માલિનીવૃત્ત**

મન વચન શરીરે પુણ્યપીયૂષ પૂર્યાં
  ખુશખુશ કરી રાચે ઉપકારે ત્રિલોકી
પરગુણ પરમાણુને બનાવી સુમેરૂ
  મનમહિં મળકાતા સન્ત છે કેટલાયે ૭૯

**ઇદ્રવજ્રવૃત્ત**

શું તે સુવર્ણગિરિથી રજતાદ્રિથી વા
  જે આશ્રયે તરૂ બધાં તરૂ તેને તે છે
માનું મહાન મલયાચલને બને જ્યાં
  કંકોલ નિંબ કુટજાય સુગંધવાળા ૮૦.

**ઉપજાતિવૃત્ત**

મહાર્ઘ્ય રત્નોથી ન તોષ પામ્યા
  ભયે ન પામ્યા વિષથી જરીયે
સુધા વિના શ્રાન્તિ ન કાંઈ લીધી
  ધીરો અધુરાં નહિં કામ મુકે ૮૧.

**શિખરિણીવૃત્ત**

પડે ભૂમિમાંહે કહિં કહિં પલંગોપર સુવે
રહે શાકે ખાઈ કાહ કહિં રૂડાં ભોજન કરે
ધરે જુની કંથા કહિં કહિ સજે દિવ્ય વસનો
મનસ્વી કાર્યાર્થી દુખ સુખ કંઇયે નહિં ગણે ૮૨

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

સૌજન્ય પ્રભુતાતણું, શ્રુતતણું નમ્રત્વ, ને, વિત્તનું–
સત્પાત્રે વ્યય, જ્ઞાનનું શમ, ગિરાનું રોકવું શૌર્યનું,
અક્રોધસ્ તપનું, ક્ષમા બલીતણું, નિર્વ્યાજતા ધર્મનું
છે આભૂષણ; સર્વકારણ મહાલંકાર તો શીલ છે. ૮૩

**વસન્તતિલકાવૃત્ત**

નિંદે સુનીતિનિપુણો અથવા પ્રશંસે
આવે રમા અગર જાય યથેષ્ટ ચાલી
આજેજ મૃત્યુ થઇ જાય યુગાન્યમાં વા
ધીરો ન ન્યાયપથથી પદ એકકે ચુકે ૮૪

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

આશાભગ્નકૃણી કરંડપડિયો નિઃસત્વ ભૂખે થયો,
રાત્રે કાપી કરંડ મૂષક પડ્યો જાતેજ તેને મુખે
તેના માંસ થકી સુતૃપ્ત થઇ, તે માર્ગેજ તે નીસર્યો
દેખો કારણ એકમાત્ર ક્ષય કે વૃદ્ધિતણું દૈવ છે. ૮૫

**અનુષ્ટુભ્‌વૃત્ત**

આલસ્યજ શરીરસ્થ મનુષ્યોનો વડો રિપુ
નથી ઉદ્યમશો બંધુ આદર્યે દુઃખ ના મળે ૮૬

**આર્યા**

કાપ્યાંયે તરૂ ઊગે ક્ષીણે પાછો વધેજ ચાંદલિયો
એમ વિચારી સન્તો દુખ નહિં ધારે વિપતનાયે ૮૭

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

સન્નેતા ગુરૂ વજ્ર આયુધ વડા જોધા બધા નિર્જરો
દુર્ગ સ્વર્ગ અનુગ્રહ પ્રભુતણો હાથીય ઐરાવત
એ ઐશ્વર્યતણો ધણી સુરપતિ હાર્યો અરિથી બળી
સાચું દૈવતણુંજ એક શરણું બીજાં બધાં ફોફલાં ૮૮

**અનુષ્ટુભ્‌વૃત્ત**

જેવાં કર્મો ફલો તેવાં ધીય કર્માનુસારિણી
તોયે જને વિચારીને કર્તવ્યો કરવાં ઘટે ૮૯

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

તાલી સૂર્યતણાં તપ્યો કિરણથી સંતાપ પામી શિરે
વાંછી સ્થાન અનાતપી વિધિબળે નીચે ગયો તાડને
ત્યાં એનું શિર તાડનું ફળ પડી ફૂટયું ભડાકો થઇ
જ્યાં જ્યાં જાય અભાગિયો વિપતયે ત્યાં ત્યાંજ આગે સરે ૯૦

**દ્રુતવિલંબિતવૃત્ત**

ગજ ભુજંગ તણાં દૃઢ બંધનો
શશિ દિવાકરનાં ગ્રહ પીડનો

સુમતિઓની વિલોકી દરિદ્રતા
　　વિધિ વડો બળી છે મત માહરૂં　　૯૧

**દ્રુતવિલંબિતવૃત્ત**

પ્રથમ તો સરજે ગુણખાન, ને
　　ધરણિ–મંડન, માનવ રત્નને
પછી કરે ક્ષણભંગુર તેય જો
　　અહહ કષ્ટ વિધિતણી મૂર્ખતા　　૯૨

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

કેરાંના તરૂને ન પત્ર નિકળે જો તો મધુ–દોષ શો
　　ને, દેખે દિનમાં ઉલૂક નહિં તો કયો દોષ છે સૂર્યનો
જો ધારાજ પડે ન ચાતકમુખે તો મેઘનો દોષ શો
　　જે પ્હેલાં વિધિયે લખ્યું કરમમાં તે કોણ લોપી શકે

**શિખરિણીવૃત્ત**

નમું છું દેવોને હત વિધિવશે તે સઉ વસે
　　વિધિને તો વન્દું કરમ ફળ આપે નિયત તે
પછી શું દેવોથી વિધિ થકીય શું કર્મ ફળ દે
　　નમું હું કર્મોને વિધિય નથી જેથી કંઇ વડો ૯૪

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

બ્રહ્મા જેણે કુમ્હારશો કરી મુક્યો બ્રહ્માંડના ભાંડનો
　　જેણે વિષ્ણુ દશાવતાર ગ્રહવા નાંખ્યો મહાસંકટે

રૂદ્રે જેણે કર્યો ભિખારી દઇને હાથે ફુટ્ટું ઠીકરૂં
સૂર્યે નિત્ય ભમાવિયો ગગનમાં તે કર્મને હો નમઃ ૯૫

**વસન્તતિલકાવૃત્ત**

વિદ્યા ફળે નહિં ફળે નહિં યત્ન સેવા
શીળે ફળે ન કુલ આકૃતિયે ફળે ના
ભારી તપો થકી સુસંચિત માત્ર ભાગ્યો
કાળે ફળે પુરૂષોનાં તરૂવૃન્દ જેવાં. ૯૬

**ઉપેન્દ્રવજ્રાવૃત્ત**

અરણ્યમાં કે રણમાં જલાગ્નિમાં
શત્રુમહિં અર્ણવમાં ગિરિમાં
પ્રમત્ત સુતેલ દુખે પડ્યાને
રક્ષે સદા પૂર્વકર્યાં જ પુણ્યો ૯૭.

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

જે સાધુ ખલને કરે મુરખને વિદ્વાન્ હિતુ દ્વેષિને
ને સુધા તતખેવ તીવ્ર વિષને પ્રત્યક્ષ પારોક્ષને
વાંછેલા ફળ ભોગવા ભગવતી આરાધ્ય તે સત્ક્રિયા
હે સાધો વ્યસનો થકી ગુણ વિષે આસ્થા વૃથા રાખ્ય ના

**માલિનીવૃત્ત**

સુગુણ વિગુણ કાર્યો આદર્યા પૂર્વ વિજ્ઞે
પરણુતિ કરી યત્નો ધારી લેવી સ્વચિત્તે

મરણુ સુધીં ખુંચે છે કર્મ ઉતાવળાના
હૃદયદહન કારી શલ્ય જેવા વિપાકો ૯૯

**સ્રગ્ધરાવૃત્ત**

રત્નોને ભાંડ રાંધે તલકણુ, કરીને ઈંધણે ચંદનોનું
ને સોનાનાં બનાવી હળ વસુમતીને વાવવા આક ખેડે
બાંધે કર્પૂરખંડો કરી કરી મુરખો વાડ તે કોદરાને
પામી યે કર્મભોંઆ જપતપ ન કરે મન્દભાગી અરે જે

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

બુડે અમ્બુમહિં ચઢે ગિરિશિરે જીતે રણે શત્રુને
ખેતી ને વ્યવસાય ચાકરી બધી વિદ્યાકળા શીખીં લે
મ્હોટા આભમહિં ઉડે વિહંગશો યત્નો મહા આદરી
જે ભાવી નહિ તે અભાવી, નહિ તે ભાવી અભાવી જ જે

**વસન્તતિલકાવૃત્ત**

ભીમે વનો થઈ રહે નગરો અનેરાં
સૌયે જનો બની રહે સ્વજનો જ તેનાં
આખી ધરા રતન ને ધનધાન્ય પૂરે
જે ધન્યના સુકૃત પૂર્વ તણાં ઘનેરાં ૧૦૨

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

શો છે લાભ ? ગુણીસમાગમ, અરે શું દુઃખ ? દુઃસંગતિ,
શી હાનિ ? સમયચ્યુતિ, નિગુણતા શી ? ધર્મ તત્ત્વે રતિ,

શૂરો કયો? જય ઇન્દ્રિયો કરી રહે, વ્હાલી? સદાનુવ્રતા,
શ્રી? વિદ્યા, સુખ? અપ્રવાસગતિ,ને,શું રાજ્ય? આજ્ઞા ફળે

**અનુષ્ટુભ્‌વૃત્ત**

માલતી ફૂલશી એજ મનસ્વીની અહિં ગતિ
કે વસે સઉને માથે વનમાં કે ખરી પડે ૧૦૪

**ગીતિ**

અપ્રિય વચન દરિદ્રી પ્રિય વચનોના ધણી પ્રિયારાચ્યા
પરનિન્દાથી વિમુખો કહિં કહિં ભોંને નરો દીપાવે છે

**ઉપજાતિવૃત્ત**

દુઃખો દીધાંયે ધૃતિધારિયોની
ભેટી શકે ધીરજને ન કોઈ
અધો મુખીયે કરિયાં ન જાય
નીચે ક'દી અગ્નિશિખા કહીંયે ૧૦૬

**વસન્તતિલકાવૃત્ત**

કાન્તા કટાક્ષ વિશિખો નહિં ચિત્ત જેનું
વિંધે, અને ન કંઇ કોપકૃશાનુ બાળે
ખેંચે અનેક વિષયોય ન લોભપાશે
જીતે ત્રિલોક સઉ આ જન તેજ ધીરો ૧૦૭

**અનુષ્ટુભ્‌વૃત્ત**

એક યે શૂર પૃથ્વીને પાદાક્રાન્ત કરી રહે
ભાસ્વન્તા સૂર્યની પેઠે ઝળહળંતા સ્વતેજથી ૧૦૮

**શાર્દૂલવિક્રીડિતવૃત્ત**

વન્હિ શીતળ વારિશો બનીઁ રહે કુલ્યા સમો સિંધુયે
મેરૂ તત્ક્ષણ સ્વલ્પ પત્થરસમો સિંહે કુરંગો સમો
વ્યાલે માલ્યગુણી બને વિષરસે પીયૂષશો થાય છે
જેના અંગમહિં બધા જગતનું વ્હાલું રમે શીલ છે ૧૦૯

**વસન્તતિલકાવૃત્ત**

સત્યવ્રતવ્યસનિઓ બહુ તેજવંત
પ્રાણે સુખી ત્યજી રહે ન ત્યજે પ્રતિજ્ઞા
લજ્જા ગુણોની જનની અનુવર્તમાના
અત્યન્ત શુદ્ધ હૃદયા જનની સમાના ૧૧૦



પંડિત શ્રી ગિરિધર શર્માજીનાં
બીજાં પુસ્તકો

—:૦:—

# બાલચન્દ્ર

ડા૦ રવીન્દ્રનાથ ટાગોરના વિશ્વવિખ્યાત પુસ્તક દી ક્રીસેંટ મુનનું ગુજરાતી ભાષાન્તર. દરેક માતાપિતા અને શિક્ષકે તો અવશ્ય વાંચવું જ જોઇએ. ઝાલાવાડના યુવરાણી શ્રી હીરાકુંવરબાનું ગુણપ્રદર્શન. રાયબહાદુર રાજરત્ન શ્રી હરગોવિંદ દ્વારિકાદાસજી કાંટાવાળા સી.ડી.ઓ. (ગુજરાતી સાહિત્ય પરિષદના એક વખતના પ્રમુખ અને સુપ્રસિદ્ધ સાહિત્યસેવી) ની ભૂમિકા. સારા સારા સાક્ષરો—કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેવા વિદ્વાનોથી ભૂરિ ૨ પ્રશંસિત. ૧૦ ચિત્રોથી સુશોભિત.

મૂલ્ય ફક્ત રૂ. ૧)

કેટલીક સંમતિઃ

**મહાત્માશ્રી ગાંધીજી**

"ભાષા મને સરસ લાગી છે."

**સર રમણભાઈ મહીપતરામજી**

"બાલચન્દ્ર એ અનુવાદ પણ સારો થયો છે."

લખોઃ

ગુજરાતી ન્યુઝ પ્રિન્ટિંગ પ્રેસને
એક—હાઉસ લેન, કોટ. મુંબઈ
અગર
આ પુસ્તકના પ્રકાશકને
ઝાલરાપાટણ, રાજપુતાના.

## संस्कृत

| | | |
|---|---|---|
| श्रीभवानीसिंहकारकरत्नम् | ... ... | ( सचित्र ) ॥ ) |
| श्रीभवानीसिंह सद्वृत्तपुष्पगुच्छः | ... ... | ( ” ) १ ) |
| अभेदरसः | ... ... ... ... ... | ८– ) |

## छापवानां छे

सौरमण्डलम् ... ... ... ...

जापानविजयः ... ... ... ...

नीतिमकुरः ... ... ... ...

काव्यकुञ्जः ... ... ... ...

## हिन्दी

| | | |
|---|---|---|
| गीताञ्जलि | ... ... ... ... ... | १ ) |
| भागवान | ... ... ... ... ... | १ ) |
| चित्राङ्गदा | ... ... ... ... ... | ।= ) |
| राईकापर्वत | ... ... ... ... ... | २। ) |
| जया–जयन्त | ... ... ... ... | १। ) |
| अर्थशास्त्र | ... ... ... ... ... | १। ) |
| पञ्चस्तुति | ... ... ... ... ... | । ) |
| पद्यरत्नप्रभा | ... ... ... ... ... | । ) |
| शुश्रूषा | ... ... ... ... ... | १ ) |
| व्यापारशिक्षा | ... ... ... ... | ॥। ) |

चि. ईश्वरशर्मा

(१) नवरत्नसरस्वतीभवन झालरापाटन;
(२) “ गुजराती न्यूज प्रिंटिंग प्रेस ”
बेक–हाउस लेन, कोट, मुंबई.

